# મોક્ષ પ્રાપ્તિ

( કેશવકૃત )

પ્રકાશક—

મહારાજ કેશવદાસ મલુકદાસ

મુ. ઉમરવા (રાજપીપળાસ્ટેટ)

સુરત ખપાટિયા ચકલા લક્ષ્મીનારાયણની
વાડીમાં આવેલા 'જૈન વિજય' પ્રિન્ટીંગ
પ્રેસમાં મુલચંદ કસનદાસ
કાપડીયાએ છાપ્યું.

સંવત ૧૯૭૧



કેશવાનંદ બ્રહ્મચારી કાયમપંથી—ઉમરવા.

જૈન વિજય પ્રેસ—સુરત.

# મોક્ષ પ્રાપ્તિ.

આદ પુરૂષ અવિનાશી, જેનો નાશ નહિ,
અને જેને દેહ ધર્યો તેને, અવિનાશી કહેવાય નહિ.

સત્ છે તેનો નાશ નહિ અને તેનું નામ નથી. તે વસ્તુ સત્ કૈવલ્ય કહેવાય છે. મ્રત્યુ લોકમાં તેનું નામ આવતુ નથી. નામનો નાશ થઇ ભરમના ભાસે દેહ ધર્યો છે. એ દેહ ધર્યો છે એને પરમેશ્વર કરી માને છે. એનાથી કંઈ બનતું નથી. જાણુ વસ્તુ હંસની ગતિમાં રહેલી છે. એ હંસ છે. તે ભરમના ભાસથી નાંખો હંસ છે. એ હંસ છે તે પોતાનાં ચક્ષુ પોતાના સ્વરૂપમાં મેળવે તો કૈવલ રૂપ થાય. હવે પોતે પોતાની ભુલથી ભરમના હંસને રામ ઠરાવ્યો છે. એ ભુલ

ભાગનાર પોતાના સ્વરૂપમાં મલી ગએલા છે; એવા જે સત્ ગુરૂ સ્વામિ આજ હયાત હોય તેવા ગુરૂ મળેથી આપણી ભુલ ભાગી જાય. તેવા ગુરૂ આજે છે પણ ઓળખી શકતા નથી. બીજા ઢોંગી ગુરૂ અનેક છે, તેના બોધથી કદી ભુલ ભાગનાર નથી. કારણ કે પોતે પોતાની ભુલમાં ભમે છે; તો બીજાને કેવી રીતે સુધારે. એવા ઢોંગી ગુરૂઓએ ભરમાવી બ્રહ્મના હંસના ભજાવે છે તેને કૃષ્ણ ઠરાવ્યો છે. અને તેને નિરંજન ભગવાન પણ ઠરાવ્યો છે. રામ રૂપે તે શ્વાસા કહેવાયો, અને શંકર રૂપે અહંકાર કહેવાયો; અને વિષે રૂપે વિષ્ણુ કહેવાયો; અને નિરંજન રૂપે નીરની કાયા બંધાઇ. બ્રહ્મા રૂપે મન કહેવાયુ અને શક્તિ તે પોતાની કહેવાઇ. એટલા દેવ. ૐ વડે શક્તિ અને શક્તિ ૐ વડે હનુમાન કહેવાયા. એટલા દેવ કાયા મહીના તે બહાર દર્શાવ્યા; અને એ દેવ જડ એમનાં નામો પાડી જીવોને -વળ-ગાડયા. દેવ બેસાડનાર તે જાણતો નથી. આવી રી

શાસ્ત્રીઓ જગતના જીવોને વર્તમાન કરાવ્યું. કોઈ રામને વળગ્યો, કોઇ કૃષ્ણને વળગ્યો. કોઇ શક્તિ શંકરને, કોઇ વિષ્ણુને, કોઇ નિરંજન નિરાકારને વળગ્યો. એ બધુ જડ ખાતુ છે માટે જીવને શાસ્ત્ર ખાતાથી મુકિત નથી. એના આધારે ધર્મના રસ્તા બાંધેલા છે. ધર્મના ખાતામા પામવાની આશા જ્યાં સુધી છે ત્યાં સુધી એ જીવ મુકિતને પામે નહિ. આશા રહીત જે પુણ્ય કરે છે તે પામે છે. પોતાના આત્મા જાણી જે સામાને પુણ્ય કરે છે, તે જીવન મુકત છે. મનમે સ્વાર્થ ઇચ્છવું નહિ, સ્વાર્થી જીવો આ ખલ્કના લોકોને ભરમાવી ંખી લેખે થાય ત્યાં પુણ્ય કરાવે છે અને ના લેખે યાં પણ પુણ્ય કરાવે છે. તદાકાર રૂપે જે જીવ ૭ તે બીજો જાણતો નથી. જ્યાં જોઇએ ત્યાં પોતં આપે અને પોતે લે એવું જાણી જે પુણ્ય વર્તમાન કરે એ મુકિતનું ઘર છે, અખંડ સ્વરૂપ છે તે કૈવલ્ય કહેવાય છે. કૈવલ્યનું હથિયાર હંસ છે, અને હંસનું

હથિઆર મન છે; અને મનનું હથિઆર શ્વાસા છે, અને શ્વાસાનું હથિઆર પંચ તત્વ છે; પાંચ તત્વનું હથિઆર દશ ઇંદ્રિઓ છે અને દશ ઇંદ્રિઓનું હથિયાર પચીસ ભક્તિઓ છે. પચીસ ભક્તિઓ રૂવે રૂવે પ્રકાશે છે. રૂવે રૂવે પ્રકાશે છે તે પચીસ પ્રકૃતિમાં સમાઇ જાય છે, અને પચીસ પ્રકૃતિઓ દશ ઇદ્રિઓમાં સમાઇ જાય છે, મન શ્વાસામાં સમાઈ જાય છે, અને શ્વાસા બ્રહ્મમાં સમાઈ જાય છે; ત્યારે ખરા હંસની ગતિ તદાકાર કૈવલ્યરૂપ કહેવાય ત્યાં સુધી આ જીવોનું કોઈ કાળે કાર્ય નથી. કાર્યનો રસ્તો આગળ કહી બતાવ્યો એ મુક્તિનો રસ્તો છે. એ વિના બીજી નવધા ભક્તિ ગમે તેટલી દેવ, પુજા, ફાવે તેટલા ભગવાન થાય તો પણ એની મુક્તિ

મુક્તિનું ઘર આગળ કહી બતાવ્યું તેજ છે. ..

એમ કહેશે કે હંસને કૈવલ્ય જુદા છે. નહિ નહિ તે જુદા નથી, જેમકે મીઠાની પુતળી મીઠામાં મળી જાય તેવીજ રીતે હંસ કૈવલ્ય થાય. બાપને દીકરા ને

ફેરફાર કેટલો ? બાપની દાઝના દીકરાને અને દીકરાની દાઝના બાપને એવો જે હેતુ રાખી કૈવલ્યનું વર્તમાન કરે ત્યારે હંસમાં અને કૈવલ્યમાં ફેરફાર નથી. સ્વતંત્રરૂપ ન જાણ્યું ત્યાંથી ન જાણનો ફેરફાર છે. અજાણ છે, તેને બધી વાતની માન છે. નથી જાણતો તેને ફેરફાર છે; કે કૈવલ્ય તે કોણ; અને હંસ તે કોણ ? ન જાણનો સંસાર અને ન જાણનું નામ ઉપર જેટલા જીવ દોડયા તે પોતાના ઘાટમાં રહી મત સામા સામી રહી તણે છે. જે જાણ વિના સંસાર ભોગવે છે ને જેને બધી બાબતની જાણ થઈ તેમાં મત ન રહ્યો અને હું તું ન રહ્યું; ત્યારે ના હામાં બધી જગત કુટી મરે છે, હું તુંમાં બધી જગત કુટી રહી છે. હું તું નથી ત્યાં પોતે કૈવલ્ય છે. હું તુંમાં આખી ખલ્ક છે, હું તુંનો નીસ્તાર કયારે આવે કે જયારે હું તું મટી જાય; ત્યાં ખલકનો નીસ્તાર આવે છે.

## સાખી.

અમરવેલો આકાશ ફલ વણ વાયેલ કાં દુધ,
વાંજીઆ કુપારણ ઝુલે પુત.

એ હંસને માથે સૃષ્ટિમેનો બાપ નથી. અને જે બાપ બેટા કહેવાય છે તે જડ ખાતુ છે. આ જીવ છે તે મારૂં તારૂં કરી મરી જાય છે. પણ હંસ કોઇનો છોકરો નથી, હંસ મુસાફ્રી કરવા આવ્યો છે; તે પોતે પોતાની વાસનામાં બંધાયો છે; અને અનેક પ્રકારનું દુઃખ ભોગવે છે; માટે હે જગતના જીવો! આ વાસનાઓ રહીત થઇને પોતાનું સ્વરૂપ અરૂપમાં મિલાવે તે જીવતાં મુક્ત ઘર પાવે. સાહેબ ગુરૂ કુબેરના ચરણમાં રહી, દાસ કેસવ બોલ્યા વાણી, એ વાણી જોઈ જે કોઇ વર્તમાન કરશે તે નર જીવન મુક્ત મહાલશે. હે જગતના જીવો! આ વિધી બધી મોક્ષ ગતિની લખેલી છે, તેના ક્રિયામાન કરવાનાં હું કહી બતાવું છું. પ્રથમ આહાર, મૈથુન, નિદ્રા અને

પ્રથમ જીતવી જોઇએ. આહાર વેળાની વેળાએ સવારના પહોરમાં સવા પાશેર રાખવો; અને આ લક્ષ જે કહી બતાવ્યો તે પ્રમાણે વર્તમાન દશ ઇંદ્રી-અગિઆરમું મન-પચીશ-પ્રકૃતિ છન્નું તત્વની એકતા કરી ગુદા આસન વારી બેસવું અને એકાંત બેસવું; મન, સુરતા ને શ્વાસા નાસીકા વાટે ટેરવા ઉપર સુરતા ઠરાવવી. સુરતાવડે શ્વાસાને પારખી લે ત્યારે મન શ્વાસામાં સ્થિર થઇ જાય છે તેથી સંકલ્પ વિકલ્પની નાસતી થઈ જાય છે ત્યારે હંસ ન્યારો એકલો રહે. હવે નાભિથી શ્વાસા એની મેળે ઉપડે તે દશમે દ્વાર ચઢી આવી નાસીકે રહીને બહાર નાભિ સામો જાય છે ત્યારે બાવન આંગળ થઇ રહે છે. નાસીકાના ટેરવા ઉપર સુરતા ઠરે છે; તે સુરતા શ્વાસાને પરખી પાંચ રંગ નીચે કરી કાળો, ધોળો, રાતો, પીળો, લીલો એ પાંચ રંગ શ્વાસાવડે દર્શી નાભી સામે શ્વાસાનો ટેર ઉપર સુરતા ઠરે છે. જે કૈવલ વસ્તુ કહીએ છે તે દર્શમાન થવા માટે શ્વાસાના ટેર ઉપર સુરતા ઠરા-

વવી; એ પ્રમાણે હે જગતના જીવો ! ગુદા આસન-વાળી છ મહીના સુધી એક ચિત્તથી આંખનો પલકારો પણ વાગે નહિ એ રીતે બેસવું. દિવસમાં એકવીસ હજાર ને છસો અજંપા ઉપડે છે, એવું આગળ મહાત્મા લોકોનું નિર્માણ બાંધેલું છે. એ અજંપા છ માસની અંદર ધીરે ધીરે શાંત પાડી દેવા. શ્વાસા એની મેળે ઉઠયો તે શાંતિરૂપે શ્વાસા ચઢવા દેવો. તે દશમે દ્વાર જાય. દશમે દ્વારથી જઈ પાછો સમાતાં સમાતાં ઉતરવા દેવો. ત્યારે અડધા કલાકની અંદર ચઢી અને ઉતરી રહે એટલો શાંત પાડી દેવો. ત્યારે કૈવલ વસ્તુ શ્વાસાના ટેર ઉપર ખડી થાય છે. ત્યારેજ હંસને કૈવલ એક રૂપ થાય છે. ત્યારેજ જન્મ મરણ મટી જાય છે. હે જગતના જીવો ! આ સૃષ્ટિ પર કુવેર સાહેબ થઇ ગયા છે. તે આત્મજ્ઞાન બતાવી ગયા છે. આ જ્ઞાન સૃષ્ટિ રચી ત્યારનું છે તથા અનાદિ કાળનું છે.

આગળ અવતારી પુરૂષ મોટા ઇશ્વરીએ થઈ ગયા

છે તે પોતે પોતાના નામનું સ્મરણ કરાવી ગયા છે. પોતે પોતાના સ્વાર્થનું નામ આ જગતના જીવો પાસે કઢાવ્યું. નામી વસ્તુ ભજાવી; પણ અનામી વસ્તુનો ભેદ કોઇએ બતાવ્યો નહિ. આ સૃષ્ટિ પર કુવેર સાહેબે અવતાર ધારણ કર્યો તેમને આત્મ લક્ષનો ભેદ બહાર પાડી જે સત્ય કૈવલ વળ વિનાની વસ્તુ હતી તે કૈવલ વસ્તુ દર્શાવી. હે જગતના જીવો! એમને પોતાનું નામ કાઢવાને સ્વાર્થ ઇચ્છુ નથી. સત્ય વસ્તુ વળ વિનાની તેમનું નામ કૈવલ સ્થાપ્યા તે મને કૈવલ ધણી ભજાવ્યા. તેમનું નામ મ્રત્યુ લોકમાં આવે નહિ. ત્યારે જગતના જીવો કયા જ્ઞાનથી ઓળખી શકે તે આત્મ જ્ઞાનથી ઓળખી શકાશે.

હે જગતના જીવો! આજ એવા પુરૂષ તદાકાર રૂપે થયેલા છે તે સ્વાર્થ નથી ઇચ્છતા, એવા જે ગુરૂનો બોધ લેઈ તેમની સેવા કરી આ લક્ષ લેવો. ગુદા આસન વાળી ભજનમાં આ લક્ષથી બેસવું. તેને ૭ મહીના પુરા થતાં પાંચ દિવસ બાકી રહેશે તેમાં

પહેલે દિવસે ગુરૂનાં દર્શન ઘટમાં વસ્યા હશે તો થશે. બીજે દિવસે શ્વાસાની અંદર પાંચ પ્રકાશના રંગ-કાળો–ધોળો-રાતો–પીળો–લીલો રંગના દોરા જુદા જુદી દ્રષ્ટીએ દેખાશે ત્યાર પછી વાદળી રંગનો ગોળો ખડો થાય છે ત્યાર પછી ગોળાકાર સફેદ ભાષ દેખાશે. ત્યારપછી પાંચમે દિવસે કાળા ગોળાના સરખો ખડો થાય છે. તેથાં ઘણી જાતના રંગ પ્રકાશ થાય છે; તે ગણી શકાતા નથી. તે સમી જાય છે ત્યારે કૈવલ તેજ પ્રકાશ થાય છે. કોટિ સુર્યનું તેજ એકેકુ કરીએ ને આપણે જોઇએ તે કરતાં અધિક કૈવલ પ્રકાશ છે. ત્યારે કૈવલ હંસ તે કૈવલ પ્રકાશમાં મળી જાય છે. જ્યાં સુધી આ જગતના જીવો આ ક્રિયમાન નહી કરી શકો ત્યાં સુધી જન્મ મરણનો ફેરો મટેજ નહિ.

હે જગતના જીવો! તમે નવધા ભક્તિ ને પુણ્યના રસ્તા પામવાના ખરા છે પણ આ ઉપર જે વર્તમાન કરી બતાવ્યું છે તે રસ્તા વિના જન્મ મરણનો ફેરો મટે નહિ. સામ્રથી કુવેર ગુરૂના પ્રતાપથી કેસવદાસના પડદા ખોલ્યા ત્યારે કૈવલ રૂપે બોલ્યા.

હે જગતના જીવો ! અહંકાર–લોભ–મોહ–માયાને મમતા–માન બડાઈ- ઈર્ષા–વાદવિવાદ–મૈથુન–નિદ્રા અનેક પ્રકારની લીંગ વાસના એટલી પ્રકૃતી શાંત પાડી દેવી ધર્મની વૃત્તિ રાખી શાંતિના ઘરમાં રહી પોતાનું હૃદય શુદ્ધ કરી બાળકના સ્વરૂપે ધ્યાન ધરી આ પુસ્તકમાં જે બીના લખેલી છે તે પ્રમાણ વર્તમાન કરી સત્ કેવલ વસ્તુ દર્શી લેશે. એ હંસ જીવન મુક્ત થશે. કુવેર સાહેબ એવા જે ગુરૂ થઇ ગયા તેવા ગુરૂ તદ્દાકાર રૂપે આજ થએલા હોય એવાજ આપણને તદ્દાકાર રૂપે થએલા મળે. તેમના મુખનાં વચન નીકળ્યાં તે આપને ગુરૂ ગ્રહણ કરી દરરોજ આ લક્ષનો પાઠ કરવો. અને એવા ગુરૂ આજ હોય તો તેમનો સમાગમ કરવો ને શાંતિ ઘરમાં રહી વર્તમાન કરવું તો તે મુકત છે.

હે જગનના જીવો ! એ વિનાની જે ભકિત કરે છે તે મોક્ષ પામે નહિ. એ ભકિત કેવા પ્રકારની કરે છે કે કોઇ જીવ દેવનાં દર્શન કરી મોક્ષ માને છે. ૨

કોઈ જીવ નાહ્યાથી મોક્ષ માને છે. ૩. કોઇ જીવ રાગ રાગણી ગાઈ મોક્ષ માને છે. ૪. કોઈ જીવ દેવના મોં આગળ નાચ કરી મોક્ષ માને છે. ૫. કોઇ જીવ દેવ પરણાવીને મોક્ષ માને છે. ૬. કોઇ જીવ ભુખ્યા રહીને મોક્ષ માને છે. ૭. કોઇ જીવ ગાયને જવ ખવડાવી તેના છાણમાંથી જવ કાઢી તેનુ ફળાળ કરી ખાય છે તેથી મોક્ષ માને છે. ૮. કોઇ પુણ્ય કરી મોક્ષ માને છે. ૯. કોઇ જાત્રા તીર્થ કરી મોક્ષ માને છે. ૧૦. કોઇ જીવ નર્મદાની પ્રદિક્ષણા કરી મોક્ષ માને છે. ૧૧. કોઇ જીવ યજ્ઞ કરી મોક્ષ માને છે.

હે જગતના જીવો ! એ પ્રમાણે નઉધા ભકિત કરવાથી આત્માનું પુર્સાતન થાય છે; એટલે એ પુણ્ય પામવાના રસ્તા છે, પણ મોક્ષ મલવાનો નથી.

હે જગતના જીવો ! આ નઉધા ભકિતના ક્રીયામણ મોક્ષ પામવાનાં નથી. જે આત્મ જ્ઞાનનો રસ્તો કહી બતાવ્યો છે, તેજ મોક્ષનો માર્ગ છે.

હે જગતના જીવો ! મોક્ષ લેવાને માટે કંઇ જીવો

સાધુ થાય છે. જે મનથી સાધુ થાય છે, તે મન હંમેશાં ઠેઠ સુધી રહેતું નથી. એ મનથી નહી કામો કરવાના તે કામો તે કરે છે. પણ સંસાર હતો. સંસાર છોડી સાધુ થયા, સંસારમાં જે કામ કરવાનું હતું, તો કામ આગળ સાધુ થઇને કરવું પડયું. પણ સાધુઓનો ધર્મ શો છે ? કે આહાર, નિંદ્રા, તથા સર્વે ઇંદ્રિયો વશ રાખી પોતાના સ્વરૂપ રૂપમાં મળી શાન્તિના ઘરમાં રહીને ઉપાધીમાંથી દુર રહેવું, અને સામાને બોધ કરવો. એજ સાધુનો ધર્મ છે. સાધુ થઇને ઉપાધીમાં રહ્યા તેથી મોક્ષ મળતો નથી. સાધુ થઇને મનને અનેક પ્રકારની વાસનાઓ સમાઇ જાય છે. અને જે મોક્ષ વાસનાપર લક્ષ છે. એ વાસનામાં લીન થઇ જાય તો મોક્ષ થાય છે અને જે જીવ દુઃખનો માર્યો સાધુ થયો, પણ દુઃખ તો આગળ રહ્યું તે મોક્ષ પામતો નથી. કારણ કે તેને જે મોક્ષ ગતી પામવાની હતી તે રસ્તે ચઢયા નથી. અને જગતને રીઝવવા માટે ક્રીયામણ કરે છે. પણ પોતપોતાની મોક્ષ ગતી

જાણતો નથી. પણ ક્રીયામણ અવળાં કરાવી બંધનમાં નાંખે છે. પોતાનાં તો બંધન છુટતાં નથી. તો બીજાને શી રીતે બંધનમાંથી છોડાવી શકે? તેમાં કેટલાક સાધુઓ વૈદુ કરે છે, કેટલાક વળી મંત્ર, તંત્રની વિદ્યાવડે ચમત્કાર દેખાડે છે. કેટલાક સભા મોહીનીનું સાધન કરી સામાનું મન લલચાવે છે.

હે જગતના જીવો! આ દેહે નામ કાઢી પોતાના દેહનો ઉદર ભરવાનો ઉપાય કરે છે, પણ મોક્ષનો માર્ગ નથી.

હે મનુષ્યો! તમો સાધુઓ પાસે ચમત્કાર માગો છો પણ ચમત્કારમાં મોક્ષ નથી. પણ જે સાધુ શાન્તિના ઘરમાં રહીને આ પ્રમાણે વર્તી ભજન કરે છે, તેનો મોક્ષ થાય છે અને તે સામાને બોધ આપી શકશે.

હે જગતના જીવો! કૈવલ્યમાં હંસનો મુક્ત થવાનો રસ્તો કહી બતાવ્યો એજ છે, પણ સંસાર સ્વાર્થી છે. તે આખરે નીરાશ થઇને પોકો મુકાવે છે. જે

ગુરૂ સંતની સેવામાં જે જીવ રહે છે તે જીવ મહા સુખીઓ થાય છે. અને તે આનંદમાં મુક્ત ઘર પામે છે. સાહેબ કુબેર ગુરૂ કૈવલ્ય ધણી જે નિર્ભે વસ્તુ હતી તે દર્શાવી કેશવદાસની બ્રહ્મના ભાગી. આ જગતના જીવોની દયા જાણી જાહેર જુગમાં મુક્ત થઈ.

હે જગતના જીવો ! ગુરૂપદ ઉત્તમમાં ઉત્તમ છે. આગળ કૃષ્ણ તથા રામ, શંકર, વિષ્ણુ નિરંજન સૌને માથે જેવા ગુરૂ મળ્યા તેવી બુદ્ધિ આપી વર્તમાન કરાવ્યાં.

આગળના વખતમાં થોડું ભણેલા પુરૂષોનો પણ મોક્ષ થયો હતો કેમકે તેઓએ સત ગુરૂ કૈવલનો બોધ લઈ દાસપણે મોક્ષ પામ્યા. તે સતગુરૂ સંતનાં દર્શન કરી પરસાદ પાતાં. સંતને જમાડી જમતા અને સંતની સેવા સગાગમ કરી આત્મ લક્ષ લઇ ભજન કરી મુક્ત થયા. તેઓ સંતને પરમાત્મા રૂપ માનતા હતા અને દયા ધર્મની લાગણી રાખી વર્તમાન કરતા.

હે જગતના જીવો ! કળી યુગમાં ભણુતર બહુ વધી ગયું ત્યારે કપટ બહુ પેસી ગયું.

હે જગતના જીવો ! શુદ્ધ મન કોઈનું ના રહ્યું. અંતરમાંથી દયા, અને ધર્મ ઉપરથી કભાવ થઇ ગયો, અને ભકતીનાં લક્ષણુ ઘણાં ઘણાં વાપરવા માંડયાં.

હે જગતના જીવો ! જો ભકતી ફળીભુત હેવી થાય, સંતને દેખી નિંદાઓ કરે, મશ્કરી ઠઠા કરે, સંત ગુરૂનાં ચાંદાં સોધતા ફરે, પાસાણુની મુર્તી રાખી ઘરમાં પુંજા કરે.

હે જગતના જીવો ! એ જીવનાં કાર્ય શી રીતે સરે. જુવો દ્રષ્ટાંત—એક બાઇ હતી તેને એક બાળક નાનું ધાવણુવાળું હતું. જયારે બાઈ બાળકને ધવરાવતી ત્યારે તે બાળક સ્તનમાં બચકાં ભરતું તો એવા બાળકોને શી રીતે ધવડાવે ? બીજા સારા નરસા માણુસની કંઈ પણ પરિક્ષા હોવા ન છતાં, નિંદા, ઠઠા મશ્કરી વગેરે એક પ્રકારની કુટેવ પડેલી હોય

છે તો એવા માણસોને સંતગુરૂ શી રીતે આ સંસાર-
માંથી તારી શકે.



## ભજન.

દેશ પરદેશ જોયો ફરી, પહાડ પથ્થરમે વસ્તુ ના જડી ॥૧॥ અઢાર પુરાણુની સાખો મેં જોય, મારી તારી ખેંચાતણ ના ગઈ ॥૨॥ ભણી ભણી ભણતરમે જાણે, દેવ દર્શનથી મુક્ત માને ॥૩॥ શાસ્ત્રી પુરાણી કથા કરે, આશા બાંધી દુનિઆને મારે ॥૪॥ તેનું કોણ અંધારૂ ટાળે, સંત મુકી જળની સેવા કરે ॥૫॥ ગાયનું વાછરડું ઘોડી તરે જાય, લાધ ખાય ને નીરાશ થાય ॥૬॥ એ મુરખ ના સમજાય ઓર ગુરૂ કરી લેજો, નહીં તો ગધેડા થઈ ઉકેડા સેવજો ॥૭॥ જે નર સમજયો તે સમજણમે સમાવે, જીવતી વાઘેણનું દુધ વાઘજ ધાવે ॥૮॥ પડ બ્રંમાડ મે જોયો ઠરી, અમા-પમેંથી વસ્તુ જડી ॥૯॥ સમર્થ ગુરૂ કુવેર મલ્યા વેતા. દાસ કેશવના સ્વરૂપમે વસ્યા. ॥૧૦॥ સંપુર્ણ.

## ભજન.

ઓ પડપંચી નર પ્રાણીરે, જુવોને એક એકની કરણીરેજી ॥ સાચા ગુરૂ વીન ભેદ ના મલે, લાલચીયો કુતરો લાલચમાં દોડે ॥ વગે ભોજન વગે દે દાનરે, ધણીને તો નથી અજાણ ॥ ઓ પડપંચી પ્રાણીરે જુવોને એક એકની કરણી ॥૧॥ ટેક ॥ વ્યાસ નારાયણને ગ્યાન લેવાનો ઉમંગ થયો, સાંમવેદમાંથી તત્વ ખેચ્યાં ને શાસ્ત્રાં રચ્યાં ॥ તેમાં જોયુ તોય મોક્ષ ગતી ના થઇરે, નારદ ગુરૂ મલ્યા ત્યારે આત્મ વસ્તુ પાઇ ॥ ઓ પડપંચી ॥ સત જુગ હતા પારેમાં તેતા જુગમાં ભકત કેવાયા, ગુરૂ સંતની સેવા કરી આત્મા લક્ષથી મુકત થયા ॥ સંસારમાં રહી ત્યાગ ભકતી કરીરે, તેની તો ભકત માળ લખાઇ ॥ ઓ પડપંચી ॥ ૩ ॥ ઓડાણા ભકતે આ જુગમાં આવી ભલું કરવું, મુરતી મુકી પોતાનું નામ જાહેર કરયું ॥ ગુરૂ ભાગ ઘટમાં રાખીરે, દુનીયાના જીવાને મુરતીયો

પુજાવી ॥ એ પડપંચી ॥ ૪ ॥ ગોપીચંદ રાજા ભરથીંયે રાજ છોડી ભકતી કરી, સંસાર પરવારનાં હેતુ નાખ્યાં તોડી ॥ સીર સાટે ભકતી કરીરે, તેની તો નામના અંમર રહીરે ॥ એ પડપંચી ॥ ૫ ॥ જ્યાં લગી આત્મા તત્વ ચીન્યો નહિ, ત્યાં લગી **સાધના** સર્વ જુઠી ॥ એવાં વચન નરસીંહ મહેતાયે મુખે ભાખ્યાં, આત્મા ચીની અનુભવથી વાણી કરીરે ॥ તેની તો નામના અંમર રહીરે ॥ એ પડપંચી ॥ ૬ ॥ સીર સાટે ભકતી કરીરે, તેની તો નામના અંમર રહી ॥ એ પડપંચી ॥ ૮ ॥ મીરાંબાઇયે રાણા જોડે સંસારમાં વેર કરયું, ગુરૂદેવ સંતોની સેવા કરી ॥ આત્મ લક્ષ લઇને લેર કરી ધણીની તો થઇ જ્યારે મહેરરે, મીરાંબાઇનાં જસ ઘેરે ઘેર ॥ એ પડપંચી ॥ ૯ ॥ શેઠ શગાળસાયે કસ્ટ વેઠી ભકતી કરી, સુર્ય ઉગે સંતને જમાડી ચરણાં ધોઇ પી સેવા કરી ॥ પુત્ર માર્યો તોય ભકતી ના મેલીરે તેની તો નામના જુગમાં રેલઇ ॥ એ પડપંચી ॥ ૧૦ ॥ સાખી ॥

લાલા ભકતે બાપની ચોરીયે ગુપ્ત દાન કરયાં, ગુરૂદેવ સંતોની સેવા કરી આતંમ લક્ષ લઇ મુકત થયા ॥ એક વાર પોણોસો કોમળી સંતોને ઓરાડીને વળાવ્યારે, આ જુગમાં લાલા ભકત કેવાયા ॥ ઓ પડપંચી ॥૧૧॥ સાખી ॥ ધના ભકતએ કસ્ટ વેઠીને ભકતી કરી સંતોના દાસ થઇને સેવા કરી ॥ સંસારીનું નામ સ્વાર્થીમાં ગયુંરે, ભકતનું નામ અંમર રહ્યુંરે ॥ ઓ પડપંચી ॥ ૧૨ ॥ સાખી ॥ આ કલજુગમાં ભકતી ઘણી ઘણી કેવાય છે, ભાવ ભકતી સેવા સંમર્ણ પુન્ન ઘેરે ઘેર થાય છે॥ સંત દેખી મન પાછું પડે છે રે, તેના નામની વૈશ જાય છે રે ॥ ઓ પડપંચી ॥ ૧૩ ॥ સાખી ॥ સાહેબ કુવેર ગુરૂની કૃપાથી દાસ કેસવ બોલ્યા, ભાગવતના અગીયારમા અધ્યાયમાં છેલુ પદ અદ્વૈત છે, એ અદ્વૈત પદ ગ્રહણ કરી શકસેરે, તે તો જીવન મુકત થશે ॥ ઓ પડપંચી ॥ ૧૪ ॥ સંપુર્ણ ॥

હે જીવો! સંસારી મુકતી આપી સકતા નથી. દૃષ્ટાંત ॥ ૧ ॥ પાંચ પચીસ માણસ ઝાડીના રસ્તામાં

થઇને જતા હતા તે રસ્તામાં એક માંણા વૃક્ષનુ ઝાડ આવ્યું તેની ઉપર તેનાં ફળ પાકી રહેલાં જોઇને એ લોકોએ તોડી લીધાં તે ફળ ઓટીમાં ઘાલ્યાં ને પછી જવા લાગ્યાં. જતાં જતાં તે ફળ શરીરે અડવાથી શરીરને માંણ ચડયું ને લથડીયાં ખાવા લાગ્યા અને ગામમાં ગયા એટલે તે લોકોએ પુછયું કે તમારા ખોળામાં શું છે ત્યારે જોયું તો મોણા વૃક્ષનાં ફળ માલમ પડયાં માટે કહેવા લાગ્યા કે તમોને મોણ ચઢયું છે માટે આ ફળ નાખી દો એટલે એ લોકોએ ફળ નાખી દીધાં પણ માંણ ઉતરૂ નહી ત્યારે એમને કહ્યું કે હમોને મોણ ચડયું તેનો ઉતારવાનો ઉપાય બતાવો ત્યારે તે માણસે કહ્યું કે એ ઝાડનું મુળ ચુસો તો માંણ ઉતરે, માટે હે જીવો વિચાર કરો કે જે ઝાડના ફળથી માંણ ચડયું તો તેના મુળ ચુસવાથી વધારે ચડે કે ઉતરે ।। સીધાંત ।। માંણ વક્ષના ઝાડ રૂપી નિરંજંન સક્તીની આદ લઇને બ્રહ્મા વિશ્નું માહાદેવ છે એમનાથી સંસાર રૂપી અસ્રી પુત્ર ધન બંધુંઓ

ઉત્પંન થયેલુ છે તે માયા રૂપી ફળ છે તે ફળનું સંગ રાખવાથી મોહ માયા રૂપી માંણુ ચડયું છે તે માંણુ ઉતારતાને માટે આચાર્ય સાધુ લોકોને અસ્ત્રી પુત્ર ધન છોડાવી દે છે ને મુળરૂપી સકતી નિરંજંનનું ભજન કરાવે છે માટે જે ફળના ઝાડથી માંણુ ચડયું તે ઝાડનુ મુળ ચુસવાથી તો વધારે ચડે માટે બીજા ઝાડનું મુળ પીવાથી ઝેર ઉતરસે ॥ સ ॥ બીજા ઝાડ રૂપી કેવલ ધણી પરમાત્મા અવતાર રહીત છે તેને ભજેથી મોક્ષ થાય ॥ સંપુર્ણ.

દ્રષ્ટાંત ॥૨૫॥ હે જગતના જીવો ! આગળ જનક રાજા થઈ ગયા, તે જનક રાજાને પુરાણી મોક્ષનુ ઘર સાત દિવસમાં આપવાને માટે મંડપ રચીને સભા કરી તે સભામેં કથા કરી સાત દિવસમે મોક્ષ આપતા હતા, તેજ વખતે એક બ્રહ્મચાર્ય આવીને બેઠા, તે મોક્ષની કથા સાંભળી તેજ વખતે બ્રહ્મચાર્યએ મંડપની મધ્યે બે થંભ એક એકને જુદ જુદા બાંધ્યા, હવે તમો બંનેવ એક એકને છોડે એવીજ રીતે સંસારમાં બંનેવ બંધાયેલા છે, ૨

સંસારી આ સંસારીને કેવી રીતે છોડીને મોક્ષ આપ શકશે, પોતે પોતાનું જે કેવલ સ્વરૂપ ઓળખી શકશે એવા સંસારથી વ્રીત ગુરૂ મલેથી મોક્ષ આપી શકસે.

## ભજન સંગ્રહ.

અંતર ગતિ તમો કરોને સતી શ્વાસે જુવોને તમો મર્થ રે.॥ શ્વાસે ઉછાસ ચડી તમે નરખો કેવલ વસ્તુ પરખોરેજી ॥૧॥ સંસાર છે કારી કંથારનુ જારૂં સાપે છછુન્દી પકડીરે ॥ ગીગાની બગલમાં રાં છે મુકતી શાસ્ત્ર જોઇને પુંજે મુર્તીરેજી ॥ ૨॥ અંતર। આખો જનમારો દેવદર્સનમાં જાય તોય મોક્ષ મુકત ન થાયરે ॥ ભાવ દર્સન સેવા સંતની કરી લ્યો આત જ્ઞાનથી મુકતી પાઇરેજી ॥૩॥ અંતર અઢાર પુરાણ મતમાં ફરતો, વેદ ગીતાનો પાઠ કરતો રે ॥ અક્ષ પર જેની સુરતા ઠરી, તેને જ્ઞાન મુકતી ન મલીરેજી ॥૪ અંતર છછુંદ્રીનાં છ સરખાં, છ શાસ્ત્રે મત ખેંચ્યારે.। એક એકના ભગવાન જુદા ઠરાવ્યા, નામ વિસ્તારે પૂંજ

વ્યારેજી ાાપાા અંતર ાા ધોળે દહાડે વાગોલો ઊદાડીઓ, ખરે બપોરે દાજી મરીઓરે ાા ઉધાં કરમે જેને સુજતું નથી, વેદ ડાળો પકડીઓરેજી ાા૬ાા અંતર ાા જાગતો છે પણ વિશેષ આંધલા, અમુલ્ય વસ્તુ જેને ખોઇરેજી ાા એ છ શાસ્ત્રો આખી ખલક ભમરાવી. પુછ લીંગ સુંઢ પુંજાવીરેજી ાા૭ાા અંતર ાા અઠાર પુરાણ ભણી થયા વેતા આખી ખલકને ખવડાવી ખતારે. ાા ટચલી આંગલીએ પર્વત ગોવરધન તોલ્યોરે; ભેદ ભરિ વાણી બોલ્યારેજી ાા૮ાા અંતર ાા કઈ ભુમીકા પર ઊભો રહ્યો કઇ પૃથ્વી તોલીરે ાા એ ભેદ ભરી વાણીનો કોઇએ સાર ના પાયો શાસ્ત્ર જોઈ કુટી મારયોજી ાા૯ાા અંતર ાા અમાપ પૃથ્વી કોણ તોલી શકે નથી શકિત તોલવાનીરે ાા તેની પર રહી મન આંગળી અરાડી કાયા ગોવરધન તોલ્યોજી ાા૧૦ાા અંતર ાા આવતા શબ્દની પરિક્ષા નથી કહીં રહીને વાણી તમે કથીરે ાા દશ અવતાર દેહ જડ ના લખાયા, વસ્તુ અવતારમાં નથીરેજી ાા૧૧ાા અંતર ાા

વાર અવતાર શાસ્ત્રી લખે છે. દુનીયા શાસ્ત્રમાં મુકતી માને છેરે ॥ સત ગુરૂ સંત વિના મુકતી ન પાઇએ ગધાનો અવતાર ભોગવી જોયરેજી ॥૧૨॥ અંતર ॥ ભાસના જીવતો અનેક લખાયા અભાસમાં કૈવલ મુકતે એકલારે ॥ એક વસ્તુ પરખી જેને નીશ્ચે કરી જાણી એને જીવન મુકતી માણીરેજી ॥૧૩॥ અંતર ॥ બીન આધારે મુકત કહેવાય છે. અધારીએ અવતાર ધરાય છેરે ॥ હંસનીવાસના ભાસ પર જાય છે અજ્ઞાનથી જીવ કહેવાય છે રેજી ॥ ૧૪ ॥ અંતર ॥ વળ વિના તો મુકત કહેવાય છે. વળથી તો કર્મ બંધાય છે રે ॥ ગુરૂ કુવેર ચરણોમે દાશ કેશવ કહે છે. નીરાધાર મુકત ઘર આપે છે રેજી ॥ ૧૫ ॥ પૂર્ણ.

## ભજન ( ૨ )

માયા છે મોટી ઘોડીરે દેહની પછાડી નાખી તોડી ॥ મુરખ હજુ ના સમજયોરે માન બડી અને ઇરષામાં રહ્યો ઘોરી રે જી ॥ ૧ ॥ હૈયાનો કુટેલો

વિશેષમાં લુટાયો ને કુતરાને અવતારે મનુષ્યા દેહ ખોયોરે ॥ તોય મોક્ષ ગતી ના જડીરે આખી ખલક મમતામાં મરી રેજી (૨) માયા કાગડાની બુધીએ ચાંદાં ખોળતો ફરે પોતાના અવગુણ ના હુણે ॥ પટેલ પાડો થઇ ફરતો રે ધીક તે અવતારનેરેજી ॥૩॥ માયા ॥ જાને બેસી ભજન ના થયું પરમાથી મન પાછું પડયું ॥ સગાં વહાલાંનુ યુદ્ધ કરી પુરૂ કર્યુંરે ખાલી તો ગયે તો દેહ પછાડીરેજી ॥૪॥ માયા આંધળી આકેણની બુદ્ધિ જાણી, જ્યાં ત્યાં બોધ થાય ત્યાં જાય દોડી ॥ એમ કરતાં જનમારો વહી ગયોરે વાગોલની બુધી અંતરીઆર લટકીરેજી ॥૫॥ માયા ॥ ગુરૂ ગમ જેને ગ્રહણ કરી અંતર અજ્ઞાન નાખ્યું કાઢી ॥ પાણીના ગુણ જેને ગ્રહણ કર્યાંરે તેનું તો જીવન મુકત માનીરેજી ॥૬॥ માયા ॥ દયા ધર્મની હેર ઝાલી સમ દ્રષ્ટિ જેને સેવા કરી ॥ દાસ કેશવદાસની વિનતિરે તેતો છતી દેહે વિદહીરેજી માયા ॥૭॥ પુર્ણ.

## ભજન.

મને કેવલની લહે લાગી, અંતરમાં જોયું જાગી, ત્યારે અનેક ભરમના ભાંગીરે ॥૧॥ મને ॥ આંધળી કાયા આંધળી માયા, આંધળીમાં લુંટાયારેજી ॥ મોહ રૂપનો ત્યાગ કરીને, ગુરૂ ગમ જુવો જાગી ॥૨॥ મને કેવલ અઢાર પુરાણુની સાખો લઇને, ભણતર મત રસ કરતો, એ ભણતર તારૂ કામ નહિ આવે, વિના અક્ષર જુવો જાગી ॥૩॥ મને ॥ પંડ બ્રહ્માંડની પાર રહે છે, એ કોઈ વિરલા બુજે, સુર્ય આગળ ઘોળજ ઉંઘે, કોઈ ચેતને જોય લીધો જાગી ॥૪॥ મને ॥ વેદ ગીતાની સાખો લઇને, આખી ખલક કુટાઇ, ખટ કરમ તારૂં બાજુએ મુકી, સ્વાસા સ્વરૂપે જુવો જાગી ॥૫॥ મને ॥ જીભીચા કાગળ ઠરાવી દેજો, રસ ભાગ સહી કરી લેજો, શ્વાસા કલમ બોળી લખી લેજો એ અક્ષર જુઓ જાગી ॥૬॥ મને ॥ વિના પાંખનાં પંખી કહેવાયો અક્ષર રહીત ઘેર ગુરૂ રહેતો કુવેર ચરણામાં દાસ કેશવ બોલ્યા બોલ્યા અબોલે સુરતા જાગી ॥૭॥ મને ॥ પૂર્ણ.

## ભજન.

ઝલમલ ઝલમલ મેવલો વરસ્યો, જ્યારે જોયો તો મેં દરસ્યોરેજી ॥ દ્રષ્ટિ સ્વરૂપમાં રહે મારો વાલો ત્રણ ગુણથી ન્યારોરેજી; વિના પાંખના પંખી કહેવાયાં ડાળે નહી દર્સાયરેજી, મન ઠરાવી શ્વાસેરે ચઢો. કુડ કપટ મુકી દરસ્યોરેજી ॥ ઝલમલ, ॥૧॥ કરમ કાંડ તારાં આગળ રહે છે મન તારૂં ગુટકા ગણે છેરેજી ॥ આઠે પહોરમે તારો મનુષ્યા દેહ ખોયો સ્વરૂપે જાગી ન જોયોરે ॥ ઝલમલ ॥૨॥ આચાર ધર્મની તું ભક્તી કરતો સ્વાર જુઠો બોલતોરેજી ॥ સંત દેખી મન પાછું ભાગે એને જ્ઞાન કેમ લાગેરે ॥ ઝલ ॥૩॥ સંત સ્વરૂપ છે કૈવલ નુગરો શું જાણે પરખીરેજી ॥ જેને ગુરૂ શબ્દકી તાળી લાગી તે તો સેવા કરશે વારીરે, અમરત બાએ રીઝજ લીધીરે સંતની સેવા કીધીરે, સંત લાડીલા ઘેર પધાર્યારે ગફ ગોમમાં પરખી વર્તમા ॥ ઝલમલ ॥૪॥ જાગતાને તો આંધળો લુંટે ચેતને

કેમ દરસાયેરેજી ॥ ગુરૂ કુવેર ચરણુામા દાસ કેશવ કહે છે, અધરત ખમાં રહે છેરે. ॥૫॥ ઝલ ॥ જેના રદયમાં સત ના રહ્યું'રે તેને તો ના દરસાયું, આ કેવલ કુંચી સહુથી ઉંચીરે ॥

## ભજન.

દુનીયાં બોલે જુઠીરેજી ॥ પાંચ તત્વ મેં પાંચ વેદ રહે છે પાંચ પાંડવથી રહે છે. ન્યારો ગુરૂ ગમ હોય તો નીસે કરી લેજો આપ સ્વરૂપે દર્સી રહેજો. કેવલ કુંચી ॥૧॥ ચાર વેદમાં ચાર જુગ રહે છે, ચાર પ્રકારની રહે છે વાણી, એરે વાણીમાં આખી ખલક દોડીરે અંતર વસ્તુ ના જાણી, આ કૈવલ ॥૨॥ સહુના ઘટમાં રામ સીતા રાવણ ઘેર અજેપાળ ભરતો રાજા ભરતો ખંડણી એવી વાણી વેદ મુખે ઉચારણ કરી વસ્તુ તો સૌવથી છે. જુદી ॥૩॥ આ કેવલ ॥ આખી ખલક તો વાણીમાં જુવે છે વસ્તુ અનગઢ દેવલમાં રહે છે. અનગઢ દેવલમાં જેને જાગીને જોયો

આપે સ્વરૂપ દર્સી રહ્યો ॥૪॥ આપ આખી ખલકમાં અનુભવ ચલવ્યો મોટા પુરૂષે મુકી જુકતીઓ એરે જુકતીમાં કોઇની મુકતી ન થાય મન જીવતાં આનંદ થાય ॥૫॥ આ ॥ આનંદમાં તો જીવ થાય છે ખોટી લાલચે ભક્તિ લુટી મન ઠરાવી ધ્યાને શ્વાસેરે ચડતો કોઇ કોઇ વીરલો તરતોરે. કેવલ ॥૬॥ એરે વાણીમાં કોઇનો સંસે ન ગયો વિના અક્ષરે દરસાયોરે. કેશવદાસના પડદારે ખોલ્યા જીવતાં થાય મુકતી ॥૭॥

## ભજન.

અલખ ધણી છે ન્યારોરે શીદ મરોછો મથી હાલો ॥૧॥ તમ આતમ ગીતા જાણોરે, બીજુ સર્વે મીથ્યા માનો ॥૨॥ નથી બ્રાહ્મણ નામે દેહ નથી બ્રાહ્મણ બ્રંહ્મ પાર વસ્તુ જેને પાયોરે તે તો નીરભે આપે થયો ॥૩॥ તંમ આતમ નથી પીપળાની પ્રકંમામે નથી ગૌ મુખી જાપમે, આંધળા જીવ શીદ ભટકોરે સામાને શીદ ભરમાવો ॥૪॥ તંમ આતંમ નથી તુલશી લગીમે નથી, પૂંજા પાઠમે મુરખ હજુ ના

સમજ્યોરે તુલશી બીલી તો દુશ્મન રહ્યો ॥૫॥ નથી શક્તિ મુરતીની મુરતી નથી શક્તિની આપ શક્તિનું સુખ માંણોરે, મનની દોડે શીદ દુઃખીયાંમેં ॥૬॥ નથી પીર કબરમાં કબર નથી પીરની ચૈતન્ય પીરને જાણીરે, તાબુતમાં શીદ કુટાઇ મરોરે ॥૭॥ નથી સીધ સાધ-કમેં સાધક નથી મોક્ષનો માયાનું સાધક શીદ કરો છોરે, માંન બડાઇ ઇરસામાં ફરે છે, નથી તાલપ-ખાલમે નથી રાગ રસીદમે ભુલે મન શીદ ભટકોરે, અરૂપ સ્વરૂપનું ધ્યાન ધરે શું મન્ને ગીતાનો પાઠ કરો શું થાય તીરથવ્રત કરે પંડીત નર વિચારોરે સમજીને તમે શબ્દ કાઢોરે ॥૧૦॥ નથી વેદની વા-ણીમાં નથી શાસ્ત્ર પુરાણમાં શ્વાસારૂપે લેજો જોઇએ ફરી નહિ આવે તારી મનસા જોની ॥૧૧॥ નથી પુતળું બાજીગરમે બાજીગર નથી પુતળામે બાજીગર પડદે રહી દંમ દોરીએ રમાડેરે તેને તો તમે નવ લહો ॥૧૨॥ નથી બાવનઅક્ષરમે ને અક્ષર નથી બાવનમેં બાવ-ન આંગળ શ્વાસા સ્વરૂપ ઔંકાર બીરાજેરે, તેને તો કોઇ

વિરલા લહે ॥૧૩॥ સાહેબ કુબેરગુરૂના ચરણમાં સુખ પામ્યો અપાર દાસ કેશવ સુદ્ધ સ્વરૂપે રહી બોલ્યારે અનભે ઘરનાં તાળાં ખોલ્યાં ॥૧૪॥ તમે આત્મ ગીતા જાણોરે બીજું સર્વે મીથ્યા માંણો ॥૧૫॥ પૂર્ણ.

## ભજન.

જીવ તું શીદ કલપના કરે તારાં કરમ તુજને આવી નડે, કૃષ્ણ કૃષ્ણ સહુ કોઇ કરે, અને આતમ ભેદના જોડે, એમ બારોબાર કુંટાઈ મરે, પછી અંતે ચોરાશીમાં પડે ॥જીવ તું॥ ॥૧॥ રૂમ ઝુમ તારો પસારો જોઇને, ચારે પહોર ના ઠરે, તેમાં ચાર પહોર ધણીએ, નીર વરતી આપી તારે કર્મ કાંડમાં મરે ॥જીવ તું॥ ૨॥ માયા દેખીને ખેલતો ફરે મન ઉલટ કરી મરે, એમ કરોળીઆની તારી ગતી જાણજો માંહી માંહી ગુંચવાઈ મરે ॥જીવ તું॥ ॥૩॥ સગાં વહાલાંને હેતુ ધરે ને અંત દેખી આઘો ફરે, એમ છૈયાં છોકરાંની સેવામાં રહે તારી મુકતી કેમ કરી કરે ॥જીવ તું॥ ॥૪॥ હસતાં

રમતાં મોક્ષ જોઇયે તારૂં મન તો ઘરમાં ફરે એક એકનું હેતુ ગાંઠીવરે પછી ખેંચાતાણમાં મરે ॥જીવ તું॥ ॥૫॥ ભજન સ્મરણ આઘુ કરે ને મરનારાંને રડે, બે ઘડી હેતનું આંસુ ઢળે પછી કુટાઈ કુટાઇને મરે, ॥ જીવ તું ॥ શીદ કલ્પના કરે ॥જીવ તું॥ ॥૬॥ નારણ નારણ સહુ કોઇ કરે ને શીવ શીવ ભજતા મરે, એમ પઇણત ધણીનો માલ ખાઈ બેઠો, પછી નાતરીયો વહેવાર કરે ॥ ॥ ॥જીવ તું॥ પુન પાપના બે મારગ છે, તેમાં મોક્ષ ના મલે, એમ વેદીયા બ્રાહ્મણને પુન તે તો અંતે ચોરાસીમાં ફરે ॥ જીવ તું ॥ ॥ ૮ ॥ વિશ્વાસી નરનું કપટ કરે તે નરકની ખાંણમાં પડે, નુઘરાનું તો મુખ જોવે તે ઘડી અન્ન ન મળે, સંતની ભકિત જો નહિ કરે તો અંતે ચોરાસીમાં પડે, મહા પુરૂષની સેવા કરે તેને મોક્ષ ઘર તો જડે ॥ ૯ ॥ જીવ તું॥ ગુરૂનું તો જે સમરણ કરે ઘટમાં અંતર ધ્યાન ધરે, સાહેબ કુવેર ગુરૂની ચરણમાં રહી દાસ કેસવ નરખી વરે ॥ ૧૦ ॥ જીવ તું શીદ કલ્પના કરે ॥

## ભજન.

હરે કુવેર ગુરૂ મલ્યા, પડદા ખોલ્યા પ્રગટ ભયો પોકાર આત્મ લક્ષ જેને ॥ લહ્યો તે ઉતર્યો ભવજલ પારરે ॥ ગુરૂગમસે ખોઇ કરઘટમાં જો ભાઇ ॥ ટેક ॥ ઘટમાં ગંગા જમનાં જાણો મન રાખો એક તાર સ્નાન કરીલો તરવેણી ઘાટે પરખી લો તુમ પારરે, ગુરૂગમ સેખો કરઘટમાં જો ભાઈ ॥ ટેક ॥ ઘટકા દેવ ઘટમાં બીરાજે ઘટે ઘટે પરવેસ એ દેવનો કોઇએ ભેદ ના પાયો મસ્તાન થઇ જન્મ ગુમાવ્યો ॥ ટેક ॥ હરે ગુરૂ ॥ પંચ થઇ પરમેશ્વર સ્થાપ્યા થાપ્યાં સહસ્ત્ર નામ રૂપ નામની નાસ એ શું કરસે તારૂં કામ. હરે, ॥ સાહેબ કુવેર ગુરૂના ચરણમાં રહી દાશ કેશવ બોલ્યા વાણી, એ વાણી અંતરમાં જાણી રૂપ અરૂપમાં મેલાઇ ॥ અરે ગુરૂ ॥

## ભજન.

હરે ગુરૂ દલ દરીઆમાં ડુબકી દીધી અમુલ્ય લીધાં મોતીરેજી એ મોતી મારાં સાચમા લહે નહિ

પુરાણ નહિ પોથી હરે ॥ ગુરૂ ॥ ટેક ॥ એ મોતી પડયાં મહા કંટાળને ખોળવાવાલા કોઇકિ અમોતી કોક વિરલા નીરખે આત્મરામ પરખે જોતી હરે ॥ ગુરૂ ॥ એ મોતી મારાં અમુલ્ય વસ્તુ છે નહિ ખબરરેજી, શબ્દ હાથ તમ લઇ કર નરખો પરખો રૂપ અરૂપમાં સુરતા પ્રોતી હરે ॥ જો ગુરૂ મલે તો પડદા તોડે ખોલે ઘટકી બારી, આપનું જે ગ્રહણ કરે તે જીવન મુક્તાફલ જયોતી ॥ હરે ગુરૂ ॥ સાહેબ કુવેર ગુરૂ'ના ચરણમાં રહી દાસ કેશવ બોલ્યા વાણી, એ વાણી મારી હંશગતિની રૂપઅરૂપમાં સુરતા પ્રોતી ॥ હરે ગુરૂ ॥

## ભજન.

આ જુગમાં સીદ ફરો છો ભરમાઇ હો હંશા દેખો ઘટ ભીંતર જોઈ મન લલચાઈ પાખંડીએ પગલાં પુજાઈ સાચા દેવની કોઇએ પરખ નવ થાય એવા મુરખ ત્યાં ફેરા ખાઈ ॥ વેદ વેદાંત થકીત રહ્યા તેહ મરમ નહિ પાઈ સંસારમાં રહી સંસે વેદસી લપટાઈ

તેનો જન્મ એળે જાઇ હો હંશા. ॥ મોહમાયા રૂપનો દીવોરે જાણો પતંગ કોડીઆં ભરાઇ, શાસ્ત્ર પુરાણમાં સારી વિશ્વ ગુચાઇ કરતાની ગતિ કોઇક પાઇ હો હંસા ॥ જો જાણો એ વસ્તુ, સમજી લ્યો નહિ તો મનસા દેહમાં લુટાઇ જાગ્રત રહી જોઇ લો નીસાની પર સ્ત્રી જાણી લ્યો માઇ ॥ હો હંસા ॥ પાંચે ઇંદ્રી વસ કરી રાખો ઇંગલા પીંગલા ઘર બારે સાહેબ ગુરૂ વેરના ચરણુમાં રહી દાસ કેશવ વાણી ગાઇ હો હંસા દેખો ઘટ ભીંતર જોઇ ॥

## ભજન.

હો મનવા કેવલ ભજન ના મલો ખોળી રૂપ રંગમાં સીદ મરો છો દોડી હો મનવા, ॥ ૧ ॥ મોટમ રાખે મેલ ન જાસે ફરે જગતમાં ડોલી ॥ આરે કાયા શબ્દ કોણ પોડે છે તેને લોને જાણી હોમંન ॥ ૨ ॥ ઓહંગ સોહંગ જપ લે અજંપા નાભીકમલકા રંધ્રા પાંચે ઇંદ્રી અદષ્ટે બાંધો તાણી અખંડ કૈવલ લ્યો જાણી.

હો મનવા ॥ જો જુગકી ખબર નહિ ઘાટ ઘાટ. પર વાસના વ્યાસ પુરાણી મુખે બોલ્યા વાણી. બ્રાહ્મણ શુદ્ર મર્યા સ્વારથ તાંણી. હો મનવા ॥ ૪ ॥ મનકે માર્યા પ્રાણી સહુ હાર્યા આતમકું ચીનવ જાણી સાહેબ કુવેર ગુરૂના ચરણમાં રહી દાસ કેશવ બોલ્યા વાણી હો મનવા ॥ ૫ ॥

## ભજન

મનસા દેહ નહિ આવે તારો ફરી હો મનવા ॥ જુઠું નહિ બોલીશ તારો જન્મ જાયે હારી. રૂપ રંગમાં ફસાયો તારી બુધી કયાં બાળી, ॥ હો મન ॥ સંસાર સ્વાદ લેતાં સારૂં લાગી મનસા દેહ જુવો જાગી એક પલ માત્રના સુખની સારૂં અંતે જાય ચોરાસીમાં ફરી. હો મનવા ॥ ॥ ૨ ॥ મહેલ માટીકી આ વાડી રે જોતો રખે અમુલ દેહ ખોતો અલ્પા મનકી અકાંશા તારી પુરી ના થાય. અંતે જાય મન ભરી. હો મનવા ૩ ॥ માયારૂપે દેખી સુરતા ઘાલી તન મન નાંખે વારી મીથાની માંહી. મથન

કરી બુડી સબ સંસારી ॥ હો મનવા ॥ ૪ ॥ જેને આતમબારી જાણી, તેનો મટયો ચોરાસી ફંદો ગુરૂ કુવેરના ચરણમાં દાશ કેશવ બોલ્યા તેને અનામે વસ્તુ મલી હો મનવા. ॥ ૫ ॥

## ભજન.

હો પ્રાણી કેવલ ભજન લો જાણી. દેખા અંતર ઘટ બહાર નીસાંની ॥ હો પ્રાણી. ॥ ટેક ॥ ચુન ચુન માટીકા મહેલ બનાવ્યા તેમાં આવીરે સમાયા પરખ ના હોય તો પરખી લ્યોને ભાઈ અંતરમાં સુરતા ઠરાવી ॥ હો પ્રાણી. ૧ ॥ આ જગત ડાબડો કોને બનાવ્યો તેને લોને પીછાણી, આ રે અવસર તારો ફરી નહિ આવે જીવતા જોઇ લો નીસાની. હો પ્રાણી ॥ ૨ ॥ સાપણ સરખી માયા જાણજો પલમાં લે તારી કાયા, સંતસેવા તમે કરી લો ને ભાઈ રદયમાં ઉલ-ટલાઇ હો. પ્રાણ ॥ ૩ ॥ કાયામાં રહી મન શાંન્તિ રાખે મીટી જાય કાલકો ધોખો ભજન ભરૂસે રહો તુમ ભાઇ જન્મ ચોરાસી મટીજાઈ હો. પ્રાણી ॥ ૪ ॥

ગુરૂના ચરણુમાં જે કોઇ સેવાય, તેની મુનસા દેહ મુક્તી થાઇ સાહેબ કુવેર ગુરૂના ચરણમાં દાશ કેશવ વાણી ગાઇ હો પ્રાણી કેવલ ભજન લો જાણી ॥ ૫ ॥

## ભજન.

લાગો સતગુરૂ ચરણુમાં પાય હો હંસ કેવલ ભજન લોને ભાઈ ॥ ભજંન સ્મરણુ કરી લોને ભાઇ આ મનસા દેહની માંહી ઘાટ પડે અંતે કયાંરે સમાઇ અંતરમાં લોને તપાસી, હો હંસા ॥ ૧ ॥ જુઠીરે બાજીમે શું રહ્યો મચી ઓચીંતો કાલ લે ગ્રશી. પંડીત પુરાણી. મુવા ગરાં તાણી તો એ પોતાની મુક્તી ન પાઇ હો હંસ. ॥ ૨ ॥ અહંકાર મોટમ મદમાં ફરતો જુઠી જુઠી સાખો દેતો જડાંરે ભાળે ત્યાં પાધર કરતો અંતે માટીમાં સમાઇ હો હંસા ॥૩॥ ઘડી પલકા નાહી ભરૂશા, દેખો અંતર ઘટ માંહી. નવરે દશ કરો ઉનમાંના પરખ દેખો સુન માંહી. હો હંશા ॥૪॥ જોસીરે ભોગી પ્રાંણી સબ હાર્યા મનકી દોરે જાય જો ગુરૂ અખંડ સ્વરૂપે દરસાય તો જીવન મુક્તા-

ફળ પાઇ હો, હંશા. ૫ ॥ અગંમ અગોચર નીરભે પદ પામાં મનકી દોરે સમાઇ, સાહેબ કુવેર ગુરૂના ચરણમાં રહી દાશ કેશવે વાણી ગાઇ હો હંસા ॥૬॥ હો હંસા કેવલ ભજન લોને ભાઇ લાગુ સતગુરૂનાં ચરણાંમાં પાઇ ॥ ૭ ॥

## ભજન.

સંસાર સુખ છે મીઠુંરે આતંમાનું રૂપ કોઇ એક દીઠું, અનેક જનમનો અખડાતા રહ્યોરે ધીક તારો રસ લેતો મુનસા દેહ ખોયો નથી કોઇનું નામ રહેવાનું નથી ફરી આ દેહ આવવાનો થોડા જીવ્યામાં સીદ કુંટઇ મરોરે નીરભે ઘર તમે નીસે કરો. ॥ અનેક જનમ ॥૧॥ મોટા થઇ નામ કાઢે જગતને ભરમાવે ગ્રંથવાણીમાં કુટઇ મરીઆરે સંસે તો કોઇના નવ તળીઆ. ॥ અનેક ॥૨॥ વર્ણ પંથમ મરી કુટાઇ વસ્તુ છે, જુદી ઊંચ નીચ નથી ત્યાંરે કેવલ તો એકજ પતી. ॥ અનેક ॥૩॥ સમઝાસો તો બોલતા નહિ અંતે સ્વરૂપમાં સમાઇ ॥ બહુ બોલે તે નામ કાઢેરે જેમ

ઘાંચીની ઘેર બળદ ચાલે ॥ અનેક ॥૪॥ ગુરૂ ગુરૂ તો સબ કોઇ કહે, ગુરૂભેદ ન લહે સામ્રથ કુવેર ગુરૂ મલી- યારે દાસ કેશવ ના સંસે ટળીયા ॥૫॥ અનેક ॥

### ભજન

આતમારામ વિસારીરે ઉગરવાની નથી બારી, ગુરચરણું- માં ના નમીયોરે તારે તો માંથે કાળ ભમ્યોરેજી ॥ કે મુરખને જ્યારે મનુષ્ય દેહ આવ્યો ના લહ્યો જ્ઞાન ને ધ્યાન, એમ બાજીગરે આ બાજી રચી તે તું મીથા જાણ ॥ પાંચ તત્વનું પુતળું કરમાઇ જસેરે ત્યારે તારૂં શું કાર્ય થશે. આતમ ॥૧॥ અંધે અંધા ટોળે મલી વાતો અજ્ઞાનની કરી નર નારીની વિનતી કહી મન તો આનંદ થઈ ॥ આતમ લક્ષ ના પાયોરે મનસા દેહ તારી એળે ગઇ ॥ આતમ ॥૨॥ સૂર્ય ઉગ્યો અજવાળું થયું તો ન સુજયું કંઈ જાણી, જોઈ અંધાપો ભોગવ્યો ઘોળનો અવતાર સહી જોબન તારૂં વહી ગયુંરે તારૂં તો મત માયામાં રહ્યું ॥ આતમ ॥૩॥ માયા તે તો કારમી જાણી આ જુવાની નાખી ટીટણી આંમશું વાગીલની

ગતિ જાણુજો. આ ભવમાં રહ્યો લટકી નારી સંગે ભાગીરે અંતે પડયો ચોરાસીમાં પટકી. આતમ ॥૪॥ ગુરૂ કુવેર ચરણામાં આતમ લક્ષ લેજો દેજો તંન મન સહિ ॥ સંસારમાં રહી સાર વસ્તુ સમજી લેજો સંત શું રાખજો પ્રિતી, દાસ કેશવ પોકાર કરી કહે છે રે નાંના તો મોટા બ્રહ્મ મધ્યમાં રહે છે આતમ રાંમ વિસારીરે ઉગરવાની નથી બારી.

## ભજન.

કંચન હીરો આવ્યોરે આવ્યો તો મેલરૂપે સમાયો રેજી ॥ મેલ મગદળથી રૂપ થયું રૂપે થયો મોહકાર ॥ કાળ આગળ નહિ બચેરે તે તો પડશે ચોરાશી મોઝાર ॥ આ ॥૧॥ રૂપ રંગમાં મોહીત રહ્યો રૂપે રંગની નાસ, નાસ તારી કાયારે કાયાથી છુટે કાંરે સમાસ. કંચન ॥૨॥ ધુળ ખઇને ધંધાને ધાયો ધીક તારૂં જીવ્યું મનસા દેહ તારો એળે ગયો ગયું કંઇ ના રહ્યું જુઠી માયામાં ફસાયોરે તારી તો આગળ જમ વસીયો ॥ આ કંચન ॥૩॥ મુરખ જ્યારે મરવા

બેઠો સુતો સોડ તાણી અહંકાર મદમાં ફસી રહ્યો. ફરતો જગતમાં જાણી હાય હાય કરતો ચાલ્યોરે મુવો તરેલાં તાણી કંચન ॥ ભા સાહેબ કુવેર ગુરૂના ચરણમાં રહી દાસ કેશવ બોલ્યા વાણી એ વાણી અંતર વૃતીએ ચીતવી અનુભવે લીધો સાર જે સાર વસ્તુ ગ્રહી કરશેરે તેની તો જીવન મુકતી થશે. કંચન હીરો ॥૫॥

## ભજન.

સંત સેવા તમે કરીલોને ભાવે ॥ અખંડ અસ્વાર દરસાવે હોજી ॥ કાયામાં રહી મન આપ તપાસીલો કોણ અસ્વાર કોણ ઘોડલો હોજી ॥૧॥ અમુલ ઘોડો ધણીએ બેસવારે આપ્યો તોહી મુરખ ના લાલ્યો હોજી ॥ માયામાં ઘોડો ખેલવી રહ્યો તેનો જનમ એળે ગયો હોજી ॥૨॥ કાયામાં રહી મન આપ તપાસી લ્યો કોણ અસ્વાર કોણ ઘોડલો હોજી ॥ જ્ઞાનનો ઘોડો ખેલવી લેજો શબ્દ લગામ ચઢી લેજો હોજી ॥ મનકા પાટા બાંધી લેજો તાંણી તાંણુવાવાળાને લેજો જાણી હોજી ॥૩॥ ચિત્તનુંરે તમે હાદ કરી લેજો, આદર રાખી

બેસી લ્યો હોજી, ઘટ મધમેં બેસો તમે નરખી, નર-
ખવાવાલાને લ્યો પરખી હોજી ॥૪॥ ઘટમાં ઘોડો
ખેલવી લેજો, અઘટ લગામ વાળી લેજો હોજી, નેન
સુરતાએ તમે લેજો નરખી, અખંડ અસ્વારને લેજો
પરખી હોજી ॥૫॥ મન પવનરૂપી ઘોડો લેજો, રૂપ
અરુપમાં ખેલવી રહેજો, ગુરૂ કુવેર ચરણમાં દાશ
કેશવ બોલ્યા, અખંડ અસ્વારને સરૂપે આપ બીરાજા
હોજી, કાયામાં રહી મન આપ તપાસી લ્યો ॥ ૬ ॥
ચોરાસી ઘાટની કેદોમાં લુંટયો મહા બળાત્કારે પેસી
છુટયો, સંત સેવા તમે કરી લ્યોની ભાઇ ઘનાન બક્ષી
થાય હોજી ॥ ટેક ॥ આવીને આ દેહમાં સમાયો, નારી
સંગે લુંટાયો હોજી, મારૂં મારૂં કરી માયાને ધાયો,
અંતે નથી તારી કાયારે હોજી, ચોરાસી ॥૨॥ કર્મ-
કાંડના વ્યવહારમાં તો, સોનું રૂપું જોઈ પુલ્યોરેજી,
એ નુઘરાને તો નાક નહિં. વળી વળી નરક ઝુલ્યો-
રેજી, ॥ ચોરાસી ॥૨॥ અંધારૂં ફીટી અજવાળામાં
આવ્યો, છઈઆં છોકરાંએ ધાયોરેજી, એ સગાં વહા-

વાંની લાર લાગી, અંતરમાં ના જોયું જાગીરેજી, ચોરાસી ॥૩॥ કયાંથી આવ્યો કયાં જાસ તેણે લીધો ન માર્ગ જાણીરેજી, માયા પદાર્થનું નામ કાઢયું, મુવો તરેલાં તાંણીરેજી, ચોરાસી ॥૪॥ મરવા જીવવાની કોઇને ખબર નથી, શુંરે ફરે પુલી જાતરેજી, એ ભજન કરવાની જુવાની ચાલી. આગળ અંધારા રાન-રેજી ચોરાસી ॥૫॥ ચેતવું હોય તો ચેતી લેજોરે, સાંને લગાડો તમે વારરેજી, ધન દોલત ને માલ ખજાના અંતે નથી તારૂં તલ ભારરેજી, ચોરાસી ॥ ૬ ॥ ધણીનો જ્યારે હુકમ થશે ત્યારે, જમ જંજીરા દેસેરેજી, દસે દરવાજા બંધ કરશે, ઘેરી મોગરીઓ માર પડશેરેજીરે, ચોરાસી ॥ ૭ ॥ ભુંડ થઇ અરાઢું ચરતો સુરીમાં તે મરતોરેજી, જેને ગુરૂ શબ્દકી તાળી લાગીરે, તેણે ધણીએ લીધો વાળીરેજી, ચોરાસી ॥ ૮ ॥ પથ્થર ઉપર ના ઠરે પાણી તેમ ચેતન લેજો જાણીરેજી, ગુરૂ ચર-ણમાં દાસ કેશવ બોલ્યા, તમે જગતમાં લેજો જાણી-રેજી, ચોરાસી ઘાટની કેદોમાં લુટયો, મહા બળાત્કારે લુટયોરેજી ॥

## ભજન.

હરે આ કાયા નગરનો ચરખો, કોઈ ઘડનારાને નરખો, કોઈ પારખ હોય તો પરખો, જેને બનાવ્યો અનઘડ ચરખોરેજી ॥ ટેક ॥ ભાંડ ભવૈયાનુ ઘર કપટી, તેના સંગમાં ફરતો, એના સંગમાં મુક્તી ન થાય, જન્મ ચોરાસીમાં ફરતો, કાયા નગર ॥૧॥ રાંસાર સુખ તમે સુપનું જાણો, સત મારગે ચાલો, બાહેર ભીંતર જુવો તપાસી, તરવેણી ઘાટમાં ફરતો, કાયા ॥૨॥ દશ દાંમણી મંન સંગે બાંધી, ઓહંગ સોહંગ એક તારે ગુરૂ શબ્દકા ઉજંણુ કરી લેજો, જીવં ન મુકતા ફરતો, કાયા ॥૩॥ એ ચરખામાં રહી નરખી લીજો, એનો ફેરવનારો કોઈ ન્યારો, આવતારે જતાં કોઈ નહી દેખતુ, સુંન મહેલ રહી પરખો, કાયા ॥૪॥ આ લટકો તારો ફરી નહી આવે, શબ્દ લે આતંમ ઘટકો, શબ્દે શબ્દે ચડી કર નરખો, અખંડ સ્વરૂપને પરખો, આ કાયા ॥૫॥ સાહેબ કુવેર ગુરૂના ચરણમાં રહી દાસ કેશવ બોલ્યા નરખી, મનકા ગુટકા સમાલ કર નરખો, નેન સુરતાયે પરખો, આ કાયા ॥૬॥ સંપૂર્ણ.

## ભજન.

આરે કાયા નગરનો રેંટુડો, તમે અમરીત સુંતર કાંતીલો, એ પવીત્ર વસ્તું પરખીલ્યો, આ કાયા નગરનો રેંટુડો હોજી ॥૧॥ નેતી નેતી વેદ પોકારે, ના લહો આતંમ ઠેઠીરેજી, એ બ્રાહ્મણુતો સ્નાન કરી થાકયા ના જાય મહીં કાંઇ એઠવાડો, આ કાયા ॥૨॥ બ્રાહ્મણ તો શુદ્ધ કરી માન્યા, કહો બ્રાહ્મણ કેને જાંણ્યા હોજી, એ બ્રહ્મં ભેદ તો કોઇએ ના પાયો, પોથાં લઈ લુટાયો આ કાયા, ॥૩॥ પાથે તો પોતાનું ભુલ્યો, કોહો કેને તરે લો દેખ્યોરેજી, એ માયાના મોહની માંહી ફરતો, વેદ પુરાંણ તુ ભણુતો, આ કાયા ॥૪॥ છતે દીવે અંધારે ફરતો, કર્મકાંડ ગહણુ કરતોરેજી, દેસ પરદેસમાં ટેલ નાખતો જગતના ગ્રહ કાઢતો, આ કાયા ॥૫॥ સવારે ઉઠી વિચાર કરતો બગલા ધ્યાન ધરતોરેજી ॥ એ પેટનો તું ઉધમ કરતો ॥ જનમ ચોરાસીમાં ફરતો, આ કાયા ॥૬॥ દશ દોમણી મંન સંગે બાંધ્યો ॥ મારને તરાકે હોજી ॥ તરાક ટેરવે નરખી લો તુમ ॥

હંસ કેવલને પરખીલો ॥ આ કાયા ॥૭॥ ગુરૂ કુવેર સાહેબનો બાળકો કઈ ॥ અમ્રીત સુતર કાંતોરેજી ॥ દાસ કેશવનું ચીંત મંન હરખી ॥ સુરતાએ પવિત્ર વસ્તુ પરખી ॥ આ કાયા નગરનો રૅંઢુડો હોજી ॥૮॥ સંપૂર્ણ.

## ભજન સગ્રંહ પદ.

આ સંસાર સંસે ભરેલો રહ્યો ॥ ઓસંતો ભાઈરે કરીયામણથી જીવ બંધઇ ગયો ॥ ટેક ॥ ૧ ॥ પંડીત પુરાંણ પોથાં વાંચે ॥ દુનીયાં સાંભળી વ્રત કરે ॥ ઘાંણીની સંગે બળદ બંધાયા ભઇરે ॥ ફેરા ખઇને થાકી મરીયો ॥ ઓસંતો ભાઇરે ॥ ૧ ॥ માત પિતા ગુરૂની સેવા મુકાવી બ્રાહ્મણની વંશાવરી પુંજાવી ॥ વણઝારે ગઇને ઘાંતુંરે મુકયું ભાઈરે ॥ આંચળ ઝાલીને પસ્તાયો ॥ ઓસંતો ભાઇરે ॥ ૨ ॥ દસ અવતારનું મુળ નવ જાણે ॥ નાંમે ભજાવીને માર્યો ॥ ચેતન્ય મુકીને અચેત પુંજાવી ભાઇરે ॥ છતે દીવે અંધારામે કુટાયો ॥ ઓસંતો ભાઈરે ॥૩॥ પોતાના આત્માનું ઘર ના જાણે ॥ મુઆ બાપની

સાખ લઇ માંને ॥ બીન દેખે જીવને જાપ જપાવે ભાઇરે ॥ ઝાંઝવાને નીર શાંન્તી ના થયો ॥ ઓસંતો ભાઇરે ॥૪॥ દાસ કેશવ બોલ્યા વાણી ॥ રૂપ સ્વરૂપમાં વસ્તુ જાણી ॥ કથના કથનીમાં સીંદ કુટાઇ મરે ॥ અક્ષરથી ન્યારો ધણી રહ્યો ॥ ઓસંતો ભાઇરે ॥૫॥ સાચા ગુરૂનો ભેદ ના પાઇયો ॥ જાંહાં તાંહાં રહીને લુટાયો ॥ ગુરૂ કુવેર ચરણાંમાં દાસ કેસવ બોલ્યા ॥ અનભે વસ્તુ ઘર પાયો ॥ ઓસંતો ભાઇરે ॥૬॥ સંપુર્ણ.

## મંગળ ૧.

સત ગુરૂ શબ્દનો કર વીચાર ॥ તેમાં એક સાર હે ॥ સંત સેવા કરી લોને ભાઇ ॥ નહી તો ખાસો માર હે ॥૧॥ વેદમાં રહ્યો ભેદ ॥ ના લહ્યો આત્મ સાર હે ॥ વ્યાસ પુરાણીયે લીધી વસ્તુ ખોળી ॥ પોતે ઉતરા પાર હે ॥૨॥ સાંભત નારદ ગુરૂ મલ્યા ॥ વ્યાસનાં અંધારાં ટાળીયાં ॥ મહી મહી ગુરૂ રાખે માયા ભાવ ॥ દોનું બુડયા દાવ હે ॥૩॥ કાસીમાં ચેતી ગયા કબીર ॥

અયોધ્યામાં ચેતી ગયા રામ હે ।। ગોકુળમાં ચેતી ગયા કૃષ્ણ ।। તોજળ નામકુ કયું વળગી રહ્યા હે ।।૪।। નામેથી ના જાણ્યો અનામી ।। જહાં તહાં હડીયો કાઢી માર્યો ।। શાસ્ત્ર પુરાણમાં ખોળી મર્યો ।। આત્મ ભેદ ન લહ્યો હે ।।૫।। એ મંન વસ કરી રાખ ।। સુણ શબ્દ કાંનમાં ।। આ મનુષ્ય દેહી નહીં આવે વારંવાર ।। સમજી લ્યો સાન હે ।। ૬ ।। એવા પરમ પુરૂષનો આસરો ।। જો સંત જાણ હે ।। કાઢે જીવકો સંસે એક પલમાં ।। પરંમ પદ પામ હે ।।૭।। તેમાં દીન દયાળુ ગુરૂ હોય ।। આપે લક્ષ તંન હે આ ભવ સીંદ ફરો છો ભરમાઈ ।। દેખો અંતર ઉર હે ।।૮।। તેનો મીટયો ચોરાસીકો ફંદો ।। ના આવે આ વૃણ હે ।। સાહેબ કુવેર ગુરૂ પ્રતાપે ।। દાસ કેસવ બોલ્યા ચરણે હે ।।૯।। સંપુર્ણ.



## પરભાતીયુ ॥૧॥

એ પાછલી રાતનો મરઘો બોલીયો ॥ પ્રાણી શું ઉંઘી રહો ॥ અહાંરે પ્રાણી શું ઉંઘી રહ્યા ॥ જાગીને તારૂ આપ તપાસી ॥ માથે કાળ ટાંપી રહ્યા ॥૧॥ પાછલી ॥ અમુલ્ય મનુષ્ય દેહ તુજે ને આપીયો ॥ આવી શું'રે કમાયો ॥ અહાંરે આવી શું'રે કમાયો ॥ સુક્રીત સાધન ના કરી લહ્યા ॥ અંતે ખોલી મુઠે ગયો અહાંરે અંતે ખોલી મુઠે ગયો ॥ પાછલી ॥૨॥ ફટ ફટ મુરખ પ્રાણીયા ॥ મોહ માયા મતમાં શું મચીયો ॥ અહાંરે મોહ માયા મતમાં શું મચીયો ॥ સંત સેવામાં જે ના રહ્યા ॥ મીથ્યા જન્મ તેનો ગયો ॥ પાછલી ॥૩॥ ક્યાંથી આવ્યો ને અંતે ક્યાં જાસો ॥ આગળ દેશ અંધારીયો ॥ અહાંરે આગળ દેશ અંધારીયો ॥ ગુરૂ શબ્દે ઘટમાં દીવો કરી લો ॥ મારગ તપાસી જોઇ લો ॥ પાછલી ॥ ૪ ॥ કર્તાની નોકરીમાં વિષ્ણું રહ્યા ॥ જગતમાં પુંજાયા ॥ અહાંરે જગતમાં

પુજાયા ॥ શિવ સંહાર પોતે ધ્યાનમાં રહ્યા ॥ બ્રહ્મા માયા જોઇ ભરમાયા ॥ પાછલી ॥ ૫ ॥ અકર્તાનાં સંકલ્પથી ત્રણ દેવ થયા ॥ પોતે પોતાનાં નામ ધરીયાં ॥ છ શાસ્ત્ર અઢાર પુરાણમાં ॥ જાહેર નામ લખીયાં ॥ પાછલી ॥૬॥ વારંવાર જેને અવતાર ધરીયાં ॥ ઘાટ પાસાણે પુંજાયો ॥ અહાંરે ઘાટ પાસાણે પુજાયા ॥ પાઠ પુજામાં ચૌદે લોક ભરમાઇ ગયા પાસાણમાંજી મરીયા ॥ પાછલી ॥૭॥ જપ તપ તીરથ મોક્ષ લેવા ગયા ॥ ઝાંઝવાને નીર શાંન્તી ન થયાં ॥ અહાંરે ઝાંઝવાને નીર શાંન્તી ન થયાં ॥ મર્ગના તનમાં કસ્તુરી ॥ વનમાં અથડાઇ મરીયાં ॥ પાછલી ॥૮॥ સાચા તે સત ગુરૂ જેને સેવી જાણ્યા ॥ તેનો કારજ સરીયાં ॥ અહાંરે તેના કારજ સરીયાં ॥ આત્મ તત્વ વ્યાસ ચીની ગયા ॥ અંતે નારદ ગુરૂ મલીયા ॥ પાછલી ॥ ૯ ॥ જીવતાં ના જોયું જેને મોક્ષ ઘર ॥ પાછળ રોઇ રોઇ મરે ॥ અહાંરે પાછળ રોઇ રોઈ મરે ॥ બાવંન અક્ષરથી જેને બહાર નિસેં કરીયો ॥ જીવતાં અરૂપ સ્વરૂપમાં

સમાયો ॥ પાછલી ॥૧૦॥ ચારો વેદીયાંએ મત કરી તાંણ્યા ॥ ખલકના કર્તા ન જાણ્યા ॥ અહાંરે ખલકના કર્તા ન જાણ્યા ॥ તેના સંગી વાગોલ ઘોળ આંધળુ આમચેડીચું ॥ તેને સુર્ય ન જાણ્યો ॥ પાછલી ॥૧૧॥ વેદ સાંખ્ય પતાંજલી ॥ ભ્રમના દરસી રહ્યા અટકી ॥ અહાંરે બ્રહ્મના દરસી રહ્યા અટકી ॥ કરતાનું કૃત વીખરી વાંણી જોઇ વળીયા ॥ બ્રહ્મે બ્રહ્મમાં કુટાઈ મરીચા ॥ પાછલી ॥૧૨॥ સાધુ થયા ઘટમાં અંધારાં ન ગયાં ॥ ચોપડીમાં પ્રવિણ થયા ॥ અહાંરે ચોપડીમાં પ્રવિણ થયા ॥ વંચક દીવો આગળ ધરીયો ॥ પાછળ અંધારે લુંટાય ॥ પાછલી ॥૧૩॥ જેના અંતઃકરણથી સુરતા એ દીવો કરીયો ॥ ઘટમાં અજવાળાં થયાં ॥ અહાંરે ઘટમાં અજવાળાં થયાં ॥ ગુરૂ કુવેર ચરણમાં દાસ કેશવ બોલ્યા અનભે રાજ મલ્યું ॥ હે પાછલી ॥૧૪॥ સંપુર્ણ.

## પરભાત (૨)

મરકટ મંન તારૂ મેલી દેજો ॥ સંતોની સેવા કરી લેજોરે ॥ મનસા દેહ તારી મીથ્યા જાયે ॥ યેળે જન્મ ગુમાઇરે ॥ મરકટ ॥૧॥ પાછલી રાતનો મરઘો બોલ્યો ॥ એ પ્રાણી શું ઉંઘી રહ્યો ॥ મરકટ ॥ જાગી-ને તારે રૂપે થાની ॥ એ જોની તારૂ મહીરે ॥ મરકટ ॥૩॥ એ પંચ તત્વ ગોરી તપાસી લેજો ॥ એ મહી તારૂ રેડી લેજો ॥ મરકટ ॥૪॥ હે મંન રવઇયો કરી લેજો ॥ ચિતં કુલડાં પરોવી લેજોરે ॥ મરકટ ॥૫॥ હે સ્થીર સાંન્તીનાં બાંધણું બાંધી લેજો ॥ એ નેન નેત્રાં ખેંચી લેજો ॥ એ ધમકે શ્વાસે ઘેરી જો જો ॥ મરકટ ॥૬॥ તારણુ તોરણુ ટેકે તાવણીયે તાવજો ॥ એ મંન દમમાં પરોવી લેજોરે ॥ મરકટ ॥૮॥ તંન મંન સુરતા ટેરે રાખજો ॥ એ સ્વરૂપ અરૂપમાં પરોવી લેજોરે

॥ મરકટ ॥૯॥ સુરી અસુરી માયા ત્યાગી રહેજો ॥ એ ન્હે અક્ષર નેહ ઘરમાં રહેજોરે ॥ મરકટ ॥૧૦॥ શીધ સાધક ચેલો કરી લેજો ॥ એ કોઈ અગ્નીને ડાઘો ના દેજોરે ॥ મરકટ ॥૧૧॥ ગુરૂ કુવેર ચરણમાં દાસ કેસવ બોલ્યાં ॥ અનુભવ તાળાં ખોલ્યાંરે ॥ મરકટ ॥ ૧૨ ॥ મરકટ મંન તારૂ મેલી દેજો ॥ સંતોની સેવા કરી લેજોરે ॥ સંપુર્ણ.

